## સપ્તામૃત ગોળીયો.

આ ગોળીઓ ગમે તેવું પેટમાં અજીર્ણ રહેતું હોય, પેટમાં ચુંક આવતી હોય, નળમાં દુખાવો થતો હોય, પેટે ગોળો ચઢી આવતો હોય, દસ્ત સાફ ન આવતો હોય તે સર્વને મટાડી દસ્ત સાફ લાવી પાચનશકિત સારી વધારે છે. ગોળીઓ ૧૨૫) ની ડબીની કીંમત રૂા. ૨-૦-૦

## ઝાડા અથવા મરડાની દવા.

પેટમાં એકદમ ખળભડાટ થઇ ઝાડો થઇ આવતો હોય સોહી તથા પરૂ પડતું હોય, પેટમાં એકદમ ચુંક આંકડી આવતી હોય રાત્રી દીવસમાં મળી વીસ પચીસ વખત ઝાડે જવું પડતું હોય તેને આ દવા વાપરવાથી ચાર કલાકની અંદર ઘણોજ ફાયદો થાય છે. લોહી તથા પરૂ પડતું બંધ થઈ ભુખ સારી લાગે છે. ગોળી ૪૦) ની ડબીની કીમત રૂા. ૧-૦-૦

## વમન વિનાશક ગુટીકા.

ખોરાક ખાધા પછી તુરતજ ઉલટી થઈ અનાજ બહાર નીકળી જતુ હોય હૃદયમાં ડચુરો વળી ખાલી ઉબકા આવતા હોય, ખાટા ઓડકાર આવતા હોય, તાવ તથા ઉલટી થતી હોય, બાળકોને તેની માતાનું ધાવણ બરાબર નહી પચવાથી ઉલટી થઇ દુધ તથા ધાવણ નીકળી જતું હોય, તેઓને અમારી વમન વીનાશક ગુટીકા આપવાથી તુરતજ આરામ લાવી શરીરમાં કૌવત વધારે છે. ( ગોળી ૭૦ ની ડબીની કીં. ૧-૦-૦

## ખાંશીની દવા

સુકી ઉધરસ તથા કફ પડતો હોય તેવી ઉધરસ તથા સળેખમ નાકમાંથી પાણી ઝરતું હોય તે તથા ઉધરસ આવવાથી ગળામાં ચળ-

વળાટ થતો હોય તથા છાતીમાં દુખાવો થતો હોય તે સર્વને નાબુદ કરી શરીરમાં કૌવત વધારે છે. ગોળી ૬૮ ] ની ડબીની કીં. રૂ. ૧-૦-૦

## સંગ્રહણીની રામબાણ દવા.

આ દવા સંગ્રહણી અતીસાર તથા પેટમાં ચુંક આવીને અતીશય ઝાડા થતા હોય, ઝાડા તદન પાણી જેવા થતા હોય, રાત્રિ દિવસમાં મળી ઝાડા પચાસ વખત થતા હોય, ખાધું તદન ન પચતું હોય, પેટે આફરો ચડી આવતો હોય, હાથે તથા પગે સોજા ચડી ગયા હોય. શરીર તદન અશકત બની ખાટલાવશ થઇ ગયું હોય, તેવા અનેક દરદીઓને આ દવાએ આઠ દીવસમાં આરામ લાવી શરીર તન્દુરસ્ત બનાવ્યાં છે. ડબી ૧) ના રૂ. ૨-૦-૦

## કોલેરા વીનાશક ગુટીકા.

કોલેરા એ ઘાતકી રોગ છે એ દરદથી ઘણાં માણસોના તુરત મૃત્યુ થાય છે, કોલેરાનું બીજું નામ મહામારી છે એ ઉપરથી આપણને ખાત્રી થાય છે કે આ રોગ એક કાળ રૂપજ છે. માટે તેનો તુરત ઉપચાર કરવો. આ દવા કોલેરાના ભયંકર દરદને એક કલાકમાં આરામ કરે છે ઝાડો તથા ઉલટી હાથ તથા પગમાં તથા શરીરે ગોટલા ચઢે છે તે તુરત બંધ કરી બળત્રા અને પાણીની આતશ ( તરશ ) ને મટાડે છે જ્યારે કોલેરાનો રોગ ચાલતો હોય ત્યારે સાજા માણસો આ દવાનું સેવન કરે તો તેને કોલેરા લાગુ પડતો નથી અને કોલેરાવાળા દરદીને આ દવા આપવાથી એક કલાકમાં આરામ કરે છે. ગોળી ૬૦) ની ડબીની કીંમત રૂ. ૧-૦-૦

## હરસ અથવા મસાની દવા.

હરસનું દરદ ઘણું દુખદાયક છે, હરસથી શરીર નબળું પડી જઈ પેટમાં દુખાવો રહે છે, પુંઠે લોહી પડે છે, પુંઠનો ઉપાડ થઇ હરસ એકદમ દુઝવા માંડે છે, હાથ, પગમાં, તથા કમરમાં બહુજ કળતર થાય છે, લોહી ઝરી જવાથી શરીર તદન પીળું પડી જાય છે, હરસ ઘણા લોકો નસ્તર મુકાવીને કઢાવે છે પણ તે દરદ ફરીથી ઉભજે છે તદન મુળમાંથી મટતું નથી, અમારી દવા એક માસ સુધી ખાવાથી દરદ મુળમાંથી નાબુદ થાય છે, આ દવા એક માસ સુધી ચાલે છે તેની સાથે મલમની ડબી પણ આપવામાં આવે છે તે હરસ પર ચોપડવાથી તદન હરસ મટી જાય છે અને બહુજ મોટા હરસ હોય તો આ દવા ચોપડવાથી ખરી પડે છે, દવા ચોપડવાથી ઇજા કે બળત્રા થતી નથી દવા ખાવાની ડબી ૧) ની કીંમત રૂ. ૨—૦—૦ ચોપડવાના મલમની ડબી ૧) કીંમત રૂ. ૧) કુલ કીંમત રૂ. ૩—૦—૦

## વાત વ્યાધીહર ગુટીકા.

આ ગોળીઓના સેવનથી ગમે તેવા સંધીવાથી સાંધા ઝલાઇ ગયા હોય તથા આખા શરીરમાં ઢોકળાં ચઢી આવતાં હોય તેને આરામ કરે છે, લકવો અથવા પક્ષપાત એક તરફનું અંગ ખોટું પડી ગયું હોય, મુદલ હલાતું ચલાતું ન હોય તે સર્વને શાંત કરી શરીર નીરોગી બનાવે છે. ગોળી ૧૨૦) ની ડબીની કીંમત રૂ. ૨—૦—૦

## વાતહર તેલ.

આ તેલ એવું અકસીર છે કે શરીરે ચોપડવાથી સંધીવા તથા લકવો (પક્ષપાત) તથા શરીરમાં ચસકા સણુકા નાંખતા હોય તેને

આ તેલનો શરીરે માલેસ કરવાથી આરામ થાય છે તથા પંદર દીવસ શરીરે ચોપડવાથી ખોટું પડી ગએલુ અંગ તદન સારૂ થઇ જાય છે. અરધા રતલની બાટલીની કિંમત રૂ. ૨–૦–૦ પા રતલની બાટલીની કીંમત રૂ. ૧–૦–૦

## પાંડુ રોગહર પીલ્સ.

આ રોગ ઘણોજ ભયંકર છે, આ રોગથી દરદીના શરીરમાં લોહીનું પાણી થઇ શરીર તદન ફીકું પડી જાય છે, કલેજામાં ગાંઠનો ગાભો થાય છે તેથી કલેજામાં ઘણોજ દુખાવો થયા કરે છે, હાથે તથા પગે બહુજ કળતર થયા કરે છે. આ દરદવાળાની આંખોની અંદરના પેઢાનું માંસ તદન ધોળું થઈ જાય છે. આ દરદનો તુરત ઉપચાર કરવામાં ગફલત રાખે તો હાથે તથા પગે સોજા ચઢી જાય છે, આ ગોળીઓનું દસ દીવસ સેવન કરવાથી તુરત આરામ થઇ જાય છે. ગોળી ૯૦) ની ડબીની કીંમત રૂ. ૧–૦–૦

## દેવકુસુમાદી ગુટીકા.

ગરમીથી ( લોહી બીગાડથી ) થયેલા દરદો જેવા કે વીસફોટક, ચાંદી, લુખસ, ખસ, શરીરમાં મોટા ગડ નીકળતાં હોય તથા બદ અને પત રોગ જેવા કે આખા શરીરમાં ચાંદા પડીને પરૂ જતું હોય તેવા તમામ દરદોમાં આ ગોળીનું સવાર તથા સાંજે સેવન કરવાથી આઠ દીવસમાં આરામ થઇ જાય છે. ગોળી ૪૦] ડબીની કીમત રૂ. ૨–૦–૦

## સુવર્ણમય ચાકુતી.

સુવર્ણ ભસ્મ-સાચા મૌતીક, ભસ્મ કસ્તુરી, તામ્રભસ્મ, અમર, કેસર, પૂર્ણચંદ્રોદય, તથા બીજી ત્રીસ ઉમદા ઔષધીઓ મેળવીને આ દવા બનાવેલી છે, આ દવાનુ સેવન કરવાથી માણસ તદન નીરોગી રહે છે અને લાંબુ આયુષ ભોગવે છે; આ દવામાં ખાસ એવો ગુણ છે કે ગમે તેવા રોગથી અગર ખરાબ કુટેવથી તથા અતીશય સ્ત્રી સંગ કરવાથી માણુસ નપુશંક બની ગયો હોય તેને આ દવા નવું પુરૂષત્વ આપીને શરીર મજબુત બનાવે છે તેમજ અકાળ મૃત્યુના ભયથી હમેશાં દુર રાખે છે. ગોળી ૯૦) ની કીમત રૂ. ૨૦-૦-૦ આ ગોળીઓનો પ્રયોગ એક માસ સુધી ચાલે છે, આ દવાનો ચમત્કાર જોવા માટે પંદર દીવસની દવા મંગાવનાર પાસેથી રૂ. ૧૦-૦-૦ લેવામાં આવશે એક અઠવાડીયાની દવા મંગાવનાર પાથેથી રૂ. ૫-૦-૦ લેવામાં આવશે.

## કફ સ્વાસહર ગોળીઓ.

આ ગોળીઓના સેવનથી ક્ષય, જીર્ણજ્વર, ઉધરસ, દમ, હાંફણુ ફેફસાનો સડો ફેફસાનો દુખાવો, પરૂ જેવો કફ છુટવો વીગેરે બંધ કરી શરીર નીરોગી બનાવે છે, ધર્મને હાની કરનાર કોડલીવર ઓઈલ કરતાં આ દવા ઉત્તમ ગુણકારી છે, આ દવાથી ક્ષય જેવા જીવલેણ દરદો પણ મટી ગયાં છે. ગોળી ૯૦ )ની કિંમત રૂ. ૨-૦-૦

## સીવાક્ષાર.

રાત્રે સુતી વખતે પાવલીભાર લઈ ઉપર થંડુ પાણી પી જવાથી સવારમાં એક દસ્ત સાફ ઉતરે છે, પેટે ગોળો ચડતો હોય, પેટમાં

અજીર્ણું રહેતું હોય, પેટમાં દુખાવો થતો હોય, પેટમાં ગડબડાટ બહુજ થતો હોય, પવનની છુટ બરાબર ન થતી હોય એ સર્વને નાબુદ કરે છે. ડબી ૧)ની કીંમત રૂ. ૧—૦—૦

## બળોલની રામબાણ દવા

માણુસના શરીરનાં ડાબા પડખામાં બળોલની ગાંઠ વધે છે તેથી તે માણુસ કામ ધંધો કરવામાં ઘણોજ અશકત રહે છે સરીર નબળુ થઇ જાય છે પેટ મોટુ દેખાય છે ભુખ બરાબર લાગતી નથી તેથી તે દરદીને ચાલવાથી અથવા વધારે મહેનત કરવાથી હાંફ ચડે છે અને કોઇ કોઇ વખત તાવ પણ આવી જાય છે અમારી બનાવેલી બળોલની રામબાણુ દવાથી બળોલનો રોગ જડ મુળમાંથી જાય છે અને શરીર કૌવતવાન બને છે ડબી ૧)ની કીમત રૂા. ૨—૦—૦

## ઉપદંશ ( ચાંદી ) વીસ્ફોટક.

આ દરદને ગરમીનું દરદ કહે છે. લોહી બીગાડ પણ કહે છે ચાંદી બહું વિષય ભોગવવાથો તેમજ બહુ ગરમ પદાર્થો ખાવાથી. ખરાબ સ્ત્રી સંગે વિષય ભોગવવાથો તે વધારે થવાનો સંભવ છે. ઇદ્રિપર ધારાં ( ચાંદા ) પડયા હોય તેને અમારી દવાના સેવનથી આઠ દીવસમાં આરામ આવે છે. આ દરદ વધારે વખત શરીરમાં ટકી રહેવાથી ઇંદ્રિ ખરી પડી દરદી મરણુ પામે છે. ગમે તે કારણુથી આ દરદ થયેલ હોય તેને અમારી દવા ખાવાથી તથા મલમ ચોપડવાથી. એક અઠવાડીઆમાં આરામ થાય છે. ખાવાની ડબીની કી. ૨—૦—૦ ચોપડવાની બાટલીની કીમત રૂ. ૧—૦—૦ કુલ કીમત રૂ. ૩—૦—૦

## ચંદ્રપ્રભા ગુટીકા. ( શુદ્ધ શીલાજીતવાળી )

ચંદ્રપ્રભા ગુટીકા મુત્ર કચ્છ, મુત્ર ઘાત્ત, પીત કમળી, કમળો, પાન્ડુ રોગ વીગેરેનો તુરત નાશ કરે છે. ઉનવા પેશાબ કરતાં તણુખા નાખતાં હોય, પેશાબે બળત્રા થતી હોય, તેનો નાશ કરી શરીર શકિતવાન બનાવે છે. સ્ત્રીઓના પદર રોગોને મટાડી શરીર કૌવતવાન બનાવે છે અને ગરમીના દરેક દરદોને જડમુળમાંથી ઉખેડી કાઢે છે. ડબી ૧) ની કીંમત રૂ. ૨—૦—૦

## જુલાબ અથવા રેચ.

આ ગોળીઓ મોટા માણસને તથા બાળકને આપી શકાય છે. આ ગોળીઓથી સારી રીતે જુલાબ લાગી શરીરમાંથી બીગાડને દુર કરે છે આ ગોળીઓ લેવાથી પેટમાં ચુંક તથા દુખાવો થયા વગર સુખથી જુલાબ લાગે છે. ગોળી ૭૦)ની ડબીની કીંમત રૂ. ૦—૮—૦

## બાધીરીયા ઓઇલ.

કાનમાંથી પરૂ આવતું હોય કાનમાં ચસકા આવતા હોય કાને બરાબર સાંભળી શકાતું ના હોય, કાનમાં બહુજ મેલ ભરાતો હોય, તેને આ દવાના ટીંપા કાનમાં નાંખવાથી તુરત આરામ આવે છે. બાટલી ૧)ની કીંમત રૂા. ૦—૮—૦

## દંત મંજન અથવા તુથ પાઉડર

આ પાઉડર દરરોજ સવારે મોઢામાં ઘસવાથી દાંતનો સડો, દાંતનું કળતર, દાંતમાં ચસકા, દાંતનું હાલવું, દાંતને ખેરી આવી

મોંઢાની અંદર દુર્ગંધ મારવી વીગેરે બંધ કરી દાંતના તમામ દરદોને મટાડે છે. ડબી ૧) કીંમત રૂા. ૦-૪-૦

## બામ અથવા માથે ચોપડવાની દવા.

માથામાં ચસકા આવતા હોય, લમણા બહુજ દુખતા હોય, માથુ એકદમ દુખવા આવતું હોય, આંખોમાં કળતર થતું હોય, તેને આ દવા ચોપડવાથી એકદમ માથુ ઉતરી જાય છે. ડબી ૧) ની કીંમત રૂા. ૦-૪-૦

## આંચકીની ગોળીઓ,

આ ગોળીઓના સેવનથી ગમે તેવી આંચકી બાળકને તથા મોટા માણસને આવતી હોય તથા ધનુર થયુ હોય તેને આ ગોળીઓ ખવરાવવાથી એકદમ આરામ આપી રોગ તદ્દન નાબુદ કરે છે. કીંમત રૂા. ૧-૦-૦

## નેત્રબીંદુ યાને આંખ રક્ષક.

નેત્રબીંદુના ટીપાં સવાર સાંજ આંખોમાં પડવાથી દુખવા આવેલી આંખો તદન મટી જાય છે આંખોની અંદરના ખીલ આંખોમાં વળતી ઝાંખ આંખોમાંથી ઝરતું પાણી આંખોને થતું કળતર તથા ઝામરવાથી દુખવા આવેલી આંખો અને છ માસની અંદરનુ આંખોમાં પડેલુ ફુલુ દુર કરી આંખોનું તેજ સારી પેઠે વધારે છે તથા આંખના રોગોનો નાશ કરે છે.

કીંમત બાટલી ૧) ના બાર આના

## ઝામરની રામબાણ દવા.

માથામાં ઝામર ચઢે છે. તેને મટાડે છે અને માથામાં ન સહેવાય તેવી પીડા, સણકા, આંખોનું ચુવું વગેરે ઝામર સંબંધી તમામ દરદોનો નાશ કરી ફરી ને દરદ થવા પામતું નથી એવી અકસીર આ દવા છતાં ડબીના કીમત રૂ, ૧—૦—૦

# સ્ત્રીઓ કમતાકાત અને રોગની ભોગ શાથી થાય છે !

બાળલગ્ન કરવાથી સ્ત્રીઓને ઘણી જાતના રોગ ઉત્પન્ન થાય છે તેમજ નઠારી સોબતથી વ્યભીચારથી હદ ઉપરાંત ભોગ વિલાસ કરવાથી આપો આપ હમેશ આર્તવના જવાથી અતી મહેનત કરવાથી ગરમ, તીખા, ખાટા, માફક ન આવે તેવા પદાર્થોના સેવનથી, સૃષ્ટિ વિરૂદ્ધ વર્તનથી, ચીન્તાથી, ભયથી, અતીક્રોધથી તેમજ વાશી (ઠંડા) અનાજના ખાવાથી આર્તવમાં બીગાડ થઇ સ્ત્રીઓને અનેક જાતના રોગ ઉત્પન્ન થાય છે.

## આર્તવ શ્રાવ.

શરીરની શકિત અને તંદુરસ્તીના પ્રમાણમાં નાનપણથી તે જુવાની સુધીમાં આર્તવ આસ્તે આસ્તે શરીરમાં ગુપ્ત રીતે ઉત્પન્ન થતું જાય છે, આ ખજાનો ગુણમાં અને રૂપમાં તેની કુદરતી સ્થિતિમાં આવવાનો યોગ્ય વખત ખીલતી જુવાની છે. ખરી યુવાવસ્થા જ્યારે પ્રગટ થાય છે. ત્યારે અંદર રહેલ આર્તવ પોતાની સત્તાથી મનુષ્યમાં વિષય વાસના ઉત્પન્ન કરે છે. આ આર્તવ તંદુરસ્ત હાલતમાં હોય

ત્યાં સુધી સ્ત્રીઓનું શરીર સાફ રહે છે, પણ કેટલાક કારણોથી તેમાં બીગાડ થાય છે અને તેથી કેટલાક રોગો લાગુ પડે છે જેવા કે ક્ષય, સંગ્રહણી, રકત પ્રદર, શ્વેત પ્રદર, હીસ્ટીરીઆ, ગુલ્મ ગોળો, ધનુર, ચીત્તની ભ્રમણુતા, ઝાડાની કબજીઆત, કલેજાનો દાહ, શરીરની ફાટ પગનું કળતર, ઋતુનું નીયમીત રીતે ન આવવું હદ ઉપરાંત ઋતુનું આવવું; અથવા ઋતુનો સમુળો નાશ થવો વીગેરે વીગેરે અનેક રોગો આર્તવ વિકાર અથવા ધાતુ બીગાડથી થાય છે. જેઓ આર્તવના પ્રતાપથી ઉત્પન્ન થતી ઇચ્છાને તાબે રહે છે અને સૃષ્ટિના નિયમનું ભંગ કરતા નથી તેઓ આવા રોગોમાંથી બચે છે, આર્તવનુ જવું તે ઘણું કંટાળા ભરેલું દરદ છે, જરૂર ન હોય ત્યારે અને અનિયમિત વખતે જાય છે તેથી દરેક માણસને ચીન્તા થાય છે, વર્તમાન કાળમાં સ્ત્રીઓનો ઘણોખરો ભાગ આ દરદમાં સપડાયેલો અમારા જોવામાં આવે છે, અથવા બીજી ભુલથી આ રોગ સામાન્ય થઇ પડે છે કોઇ એક કારણથી તો કોઇ બીજા કારણથી આ રોગથી પીડાય છે, ઘણી સ્ત્રીઓમાં આર્તવ રોગની ફરીયાદ સાધારણ થઇ પડી છે, ખરાબ રસ્તે ચડી ગયેલી અને કુદરતના કાયદાથી ઉલટી ચાલનાર સ્ત્રીઓ આ રોગનો ભોગ થઇ પડે છે, આ રોગ વધારે બાળલગ્નથી સ્ત્રીને કાચી ઉમરે સંયોગ કરવાથી થાય છે, વ્યભીચારની ખરાબ ટેવથી થાય છે. ગરમીના રોગથી થાય છે. મન ઉશ્કેરાય તેવા વીચારો કરવાથી અથવા એવા પુસ્તકો વાંચવાથી આ રોગ પણ થાય છે. સ્ત્રી પરણેલી હોય અને પ્યારની ચીજમાંજ મન હમેશાં રહ્યા કરે તો તેથી જુસ્સો ઉશ્કેરાવવાની ટેવ સાધારણ રીતે પડી જઇ આ રોગને જન્મ આપે છે; મગજના કોઈ વ્યાધીથી પણ આ રોગ થાય છે. આવા રોગોમાંથી

---

બચવાને માટે અમારી " સ્ત્રી રોગ નીવારણુ "ગોળીઓ વાપરવાથી ગમે તે કારણોથી થએલ રોગમાંથી મુકત થાય છે અને નીરોગી સ્ત્રી આ ગોળીઓનું સેવન કરે તો તેને ઉપર જણાવેલ વ્યાધીમાં સપડાવું પડતું નથી. કોઇ સ્ત્રીને આવી હાલતમાં ગર્ભ રહે છે તો તે ગર્ભનું પુરૂં બંધારણ નહી થતાં ચોથે, પાંચમે અથવા છઠે કે સાતમે મહીને ગર્ભપાત [ કસુવાવડ ] થઇ જાય છે, અને તેથી સ્ત્રીની કફોડી હાલત થઇ વાંઝીયાપણું ભોગવવું પડે છે. માટે ગર્ભપાત થતો અટકાવવાને માટે અમારી " સ્ત્રી રોગ નીવારણુ " ગોળીઓ ઉત્તમ ઔષધ છે.

## પ્રકરણ ૩

ઉપરના રોગોમાંથી નબળાઇ વધીને શરીર તદ્દન મુડદાલ જેવું થઈ જાય છે. મનની તમામ શકિતઓ બહેર મારી જાય છે, સ્ત્રી ધણીજ ના કૌવત થઇ જાય છે, હાલવા ચાલવાની શકિત ભાગ્યેજ રહે છે, ચાલતાં આંખે અંધારા અને ચક્કર આવે છે, શરીરના તમામ અંગમાં કળતર થાય છે, શરીરની નબળાઇથી મન ભોંગેલ બને છે સ્વભાવ ચીડીઓ થઇ જવાથી સહેજ વાતમાંથી ક્રોધ ચઢી આવે છે, જેની અસર શરીરપર બહુજ માઠી થાય છે. છોકરાં થતાં નથી કદાચ જો થાય તો તે જીવતાં નથી. આવા રોગમાંથી બચવાને માટે અમારી " સ્ત્રી રોગ નીવારણુ " ગોળીઓ વાપરવાને અમો ખાસ ભલામણુ કરીએ છીએ.

## વાંઝીયાપણું

આ દોશથી પીડાતા ઘણા દરદીઓ ઠામ ઠામ જોવામાં આવે છે તાલેવન કુટુંબમાં ઘણે ભાગે વધારે આ રોગ પ્રસરેલો છે. પ્રજાની ઉત્પત્તિ ન થવી તે દુનીયામાં મોટામાં મોટું દુઃખ છે. સંસારમાં રહે-

---

વાનું સાર્થક પ્રજા ઉત્પત્તિ છે. જેઓ છોકરાનાં માતપીતા હોય છે તેઓ છોકરાં વગરનાને કેટલું દુઃખ ને સંતાપ થાય છે તે જાણુતા નથી પણુ જેઓ છોકરા વગરના ( વાંઝીયા ) હોય તેઓ અનેક ફાફાં મારે છે અને હજારો રૂપીયા ખરાબ કરે છે પણ ખરૂં કારણ જાણ્યા સીવાય આ રોગ મટતો નથી. કેટલાક માણસો એમ માને છે કે આ રોગ મટતો નથી પણુ એ વાત કોઇ રીતે ખરી નથી. જો દરદી પોતાની કોઈ વાત ન છુપાવતાં પોતાની સઘળી હકીકત કોઈ હુશીયાર અને અનુભવી વૈદ્યને કહે છે તો તેનો ઇલાજ થઇ શકે છે અને તેવા ઘણા દરદીને અમારી તરફથી લાભ થએલ છે.

## સ્ત્રીને ગર્ભ ન રહેવાના સાત કારણો.

(૧) ફુલ ફરી જવાથી તેમાં વીર્ય દાખલ થઇ શકતું નથી અને તેથી ગર્ભ રહેતો નથી.

(૨) ફુલમાં વાયુ હોય છે, તેથી તે ગર્ભને ઠરવા દેતો નથી.

(૩) કમળ ઉપર માંસ વધે છે. તેથી વીર્ય ગર્ભાશયમાં જવા પામતું નથી.

(૪) ગર્ભાશયના મુખમાં કમી જીવ પડવાથી વીર્યને તે જીવડા ખાઇ જાય છે.

(૫) કમળ પર જાળુ હોય છે, તેથી બીન્દુ લોહી જાય છે

(૬) કમળની ઠંડક હોય તો વીર્ય પાણી થઇ જઇ પ્રવાહી રૂપમાં બહાર નીકળી જાય છે.

(૭) કુદરતી રીતે વંઝા હોય છે તે સાતમું કારણુ છે. અને તેથી છોકરાં થતાં નથી, આ સાત કારણોમાંથી કયું કારણુ નડે છે તે જાણુવા માટે અમારી પાસે રૂબરૂ મળવાથી તથા સ્ત્રીનાં શરીરની હકીકત પત્ર મારફતે જણાવવાથી તે દરદની મફત સલાહ આપવામાં આવે છે.

## ગર્ભ રહેવાના ઉપાયો.

સ્ત્રી પુરૂષે અરસપરસ વિશેષ પ્રેમ રાખી વર્તવું, વીર્યવાહીની તથા ફળવાહીની અને રૂધીરવાહીની રગોમાં નીર્બળતા હોય તે દુર કરવી, યોની દોશ હોય, ધાત વહેતી હોય, અટકાવ નીયમસર ના આવતો હોય. અટકાવ આવતી વખતે પીડા થતી હોય તે રોગો મટવાના ઉત્તમ ઉપાયો કરવા, ચાંદી પ્રમેહ, ચુંક વીગેરે રોગોનો અંત લાવવો શરીર બહુજ કુશી ગયું હોય કે ઘણુંજ દુબળું પડી ગયું હોય તો તેના માટે યોગ્ય ઈલાજ લેવા દારૂ પીવાની આદત હોય તો તે બંધ કરવી, દરેક કુટેવોને બંધ કરી ધાતુને ઘટ બનાવી યોની ચાદીની લંબાઈ, ઉંડાઇનો તફાવત હોય તો તે યુકિતથી દુર કરવો જોઇએ. મર્યાદા પ્રમાણે સંયોગ કોયામાં મન લગાડવું, શરીર નિર્બળ હોય તો બન્ને માણસોએ બળવંત, વીર્યવંત, લોહીવંત થઇ બુદ્ધિ પુર્વક સંતાન પ્રાપ્તિનો યોગ્ય સમયે પાઠ ભણવો.

દેવ દોષ હોય તો પુન્યદાન કરવું, તેના મુળ કારણ શોધી કાઢીને અકસીર ઇલાજો કરવા જેથી અવસ્ય ગર્ભ રહે છે. ઉપરના દરેક કારણો દુર કરી પ્રજા ઉત્પન્ન કરાવનારી અમારી "પ્રજા ઉત્પાત્ત" ની અકસીર દવા સર્વોત્તમ ઉપાય છે. ગર્ભ રહ્યા પછી ગર્ભવંતી સ્ત્રીએ, ચીન્તા, ભય, ઉદવેગ કોધ, ઇર્ષા, વીગેરેનો ત્યાગ કરવો ગર્ભને સુખાકારી જણાય તેવાં ભોજનો કરવાં, ગર્ભને ધકકો પહોંચે તેવી મહેનત કે મસ્તી કરવી નહિ. હદ ઉપરાંત કરવાં ખાટાં, તીખાં, ઠંડા, ગરમ, સત્વ વગરની ઉગ્ર અને બળત્રા કરનારી ચીજો મુદલ ખાવી નહી. વિષય ઉત્પન્ન કરે તેવી નઠારી વાતો સાંભળવી કે વાંચવી નહી, બહુ ઉજાગરા કરવા નહી ચીત્તને ઉદવેગ કરાવે તેવા

---

પદાર્થો તથા ઔષધો ખાવા નહિ. સારી સંતતી ઉત્પન્ન કરવા સારૂ દરરોજ નહાવું. લુગડાં ધોએલાં સ્વચ્છ પહેરવાં, ભકિતના પુસ્તકો વાંચવાં, કાંતો ભક્તિની અને નિતીની વાતો સાંભળવી, દરરોજ શરીરથી થઇ શકે તેટલું ઘટતું કામકાજ કરવું. આળસુ થઇ બેસી રહેવું નહી. જેથી ગર્ભ સુખી, નીરોગી, ભાગ્યશાળી લાંબી જીંદગી વાળો થાય છે. અને પુરે દીવસે અવતરી માત પીતાના મન આનંદીત બનાવે છે. અસ્તુ.

## મુદ્દાના સવાલો

(૧) તમનેવખતો વખત ગર્ભશ્રાવ કે ગર્ભપાત (કસુવાવડ)થાય છે
(૨) તમને સંતાન થતા નથી
(૩) તમારાં બચ્ચાંને વરાદ કે રતવા થાય છે,
(૪) તમારાં બચ્ચાં દરેક વખતે સુકાઈ ને મરી જાય છે,
(૫) તમને દરમાસે અટકાવ બરાબર આવતો નથી
(૬) તમોને દરમાસે અટકાવ બહુજ આવે છે
(૭) અટકાવના ડાઘા કપડા ધોતી વખતે જતા નથી,
(૮) તમને રકતપ્રદર કે શ્વેતપ્રદરનો રોગ છે,
(૯) દરમાસે અટકાવ આવ્યા પહેલાં પેડુમાં ચુક તથા વાઢ આવે છે.
(૧૦) તમને હીસ્ટીરીઆનો વ્યાધી હાલ છે,
(૧૧) તમને ચાંદીં કે વીસફુટક ગરમીનું દરદ છે,
(૧૨) તમને કમરનો દુખાવો કાયમ રહ્યા કરે છે,
(૧૩) તમને હાથે કે પગે કળતર થાય છે.
(૧૪) તમારા પગના તળીયામાં દાહ બળે છે,

(૧૫) તમને ગર્ભ રહ્યા પછી ઉલટી થાય છે.

(૧૬) તમને ગર્ભ રહ્યા પછી પાંચ કે છ મહીને પગે સોજા ચઢેછે.

(૧૭) તમને ગર્ભ રહ્યા પછી માથાનો દુખાવો કે જીર્ણ તાવ રહેછે

(૧૮) તમને ગર્ભ નહી રહેવાનું કોઇ કારણ જણાય છે.

(૧૯) તમને સુવાવડ આવી ગયા પછી જીર્ણ તાવ લાગુ પડે છે.

(૨૦) તમારા શરીરમાં મેદ વાયુ છે,

(૨૧) તમને કલેજામાં કાયમ બળત્રા કે દુખાવો રહે છે,

(૨૨) તમને ઝાડાની કાયમ કબજીઆત રહે છે.

(૨૩) તમને સંગ્રહણી કે ઝાડાનું દરદ છે,

(૨૪) તમને ખાધેલો ખોરાક બરાબર પચતો નથી

(૨૫) તમારો આત્મા કાયમ ઉદાસ રહયા કરે છે.

(૨૬) તમે સ્ત્રી રોગ નીવારણુ ગોળીઓના ગુણ સાંભળ્યા છે,

ઉપર કહેલા રોગોમાંથી તમારે મુકત થવું હોય તો અમારી દવા ઘણા દેશ તથા પ્રદેશમાં પ્રખ્યાતી પામેલી સ્ત્રી રોગ નીવારણુ ગોળીઓ આજેજ મંગાવી વાપરો.

## સ્ત્રી રોગ નીવારણુ ગોળીઓ.

સ્ત્રીઓને પગે થતું કળતર, કમરનો દુખાવો, બરડાની ફાટ, કલેજામાં થતી બળત્રા, પેટનો દુખાવો, આર્તવદોશ રૂતુનું અનીયમીતપણે આવવું, યોનીમાંથી સ્વેત પદાર્થ વહેવો, શરીરની ફીકાશ, શરીર અતીશય ફુલી ગયું હોયં, તે સર્વેને દુર કરી રૂતુ નીયમીતપણે લાવી શરીર તંદુરસ્ત બનાવે છે, ગર્ભાશયના તમામ દરદોનો નાશ

---

કરે છે, બાળલગ્નથી થયેલ વ્યાધીને દુર કરે છે. વારંવાર ઉંઘમાં પેશાબ થઇ જવો, ધાતુક્ષય તથા ધાતુ બીગાડથી થયેલ ખાંશી અને છાતીના તમામ દરદો તેમજ દરેક પ્રકારનો ધાતુશ્રાવ તથા આર્તવ વીકોઆના કોઇપણ દોશોમાં સ્ત્રીરોગ નીવારણ ગોળીઓ રામબાણ દવા છે આ ગોળીઓના સેવનથી રકતપ્રદર તથા શ્વેત પ્રદર યોનીની દાહ તથા કળતર વીગેરે નાબુદ કરી તન અને મનની નબળાઇને દુર કરે છે તથા ઉંઘ સારી લાવી મગજના દરેક દરદો દુર કરે છે જેવા કે મૃગી, વાઇ ચકરી, શરીરનું ધ્રુજવું, હીસ્ટીરીઆ,આંખોમાં અગન બળવી, નજર ઝાંખી પડવી વીગેરે દરદોને સ્ત્રી રોગ નીવારણ ગોળીઓ દુર કરી શરીરમાં કૌવત લાવે છે ગર્ભનું પોશણ કરી વારંવાર થતી કસુવાવડ અટકાવે છે અને ગર્ભનું રક્ષણ કરી ગર્ભને નિરોગી બનાવે છે તથા સ્ત્રીઓના તમામ રોગોને દુર કરી શરીર કૌવતવાંન બનાવે છે. આ દવા તમામ રૂતુમાં વપરાય છે. કીંમત ડબી ૧)ની રૂા. ૩—૦—૦

---

## પ્રજા ઉત્પત્તિની અકસીર દવા

સ્ત્રીઓને આ એક અમુલ્ય દવા છે. સ્ત્રીઓને ગર્ભ નહી રહેવાના વૈદક શાસ્ત્રમાં સાત દોશ છે. તેમાંથી છ દોષ (રોગ) ને ગર્ભધારણની દવા મટાડે છે અને ગર્ભ ધારણ કરાવે છે. ઇશ્વર ઇચ્છાથી આ દવાએ ઘણી સ્ત્રીઓને વાંઝીયાપણામાંથી મુકત કરી સપુત્રા (બચ્ચાવાળી) બનાવી છે. પ્રજા ઉત્પત્તિની દવાની એક ડબી પાંચ માસ સુધી ચાલે છે. અને ઘણું કરી તેટલા મુદતમાંજ ગર્ભ રહે છે. ડબી ૧)ની કીમત રૂા. ૧૦—૦—૦

---

## રકત પ્રદર અથવા લોહીવા.

આ દરદથી સ્ત્રીઓની યોનીમાંથી રક્ત રાત્રી દીવસ આવ્યા કરે છે આવા કારણોથી સ્ત્રીઓનું શરીર ઘણુંજ અશક્ત બની જાય છે. લોહી ઝરી જવાથી શરીર તદ્દન પીળુ પડી જાય છે કામકાજ કરવાની શકતી રહેતી નથી, સ્વભાવ તદ્દન ચીડીયો થઇ જાય છે. આવા દરદીને અમારા લોહીવાની દવા પાંચજ દીવસમાં ગમે તેવુ ભયંકર દરદ હોય તેને આરામ કરે છે ડબી ૧) ની કીંમત રૂા. ૨—૦—૦

## સોમ રોગ અથવા શ્વેત પ્રદર.

લોહીવામાં જેમ યોનીમાથી લોહી વહે છે તેમ આ રોગમાં યોનીમાંથી શ્વેત પદાર્થ ઝર્યા કરે છે તથા પીળા વર્ણનો ઝરે છે. કોઇ કોઇ વખત યોનીમાં જળપટા જેવા જાળા બંધાઇ જાય છે. આવા દરદવાળી સ્ત્રીનું શરીર ના કૌવત બની જાય છે અને યુવાન સ્ત્રીઓને આવું દરદ લાગુ પડવાથી ગર્ભ રહી શકતો નથી. આ રોગને અમારી દવાના સેવનથી જડમુળમાંથી કાઢી સ્ત્રીઓને ગર્ભ રહે છે. ડબી ૧ ની કીંમત રૂ' ૨—૦—૦

## યોની સંકોચન ગુટીકા.

આ ગોળીઓ દરરોજ એક એક યોનીની અંદર પહેરવાથી આઠ દીવસની અંદર પહોળા પડી ગએલા ભાગને સંકોચે છે અંગ બહાર આવતું હોય ધાતુ જતી હોય ચાંદી અથવા યોનીની અંદર ચતી બળત્રાને બંધ કરી યોનીના તમામ રોગને મટાડે છે ગોળી ૬૦ ની કીમત રૂ. ૧—૦—૦

# સુતીકા કવાથ અથવા સુવારોગનો કવાથ.

આ કવાથથી સુવાવડના તમામ દરદો મટે છે, તાવ, ઉધરસ, સુળ, શ્વાસ, મુર્છા, કંપ માથાનો દુ:ખાવો, પ્રલાપ, પાણીની આતુરતા, દાહ, તંદ્રા (ઘેન) અતીસાર, ઉલટી વીગેરે દરદોને મટાડે છે. તેમજ આ કવાથ શરીરની અશકિતને દુર કરી બાઇને તથા બચ્ચાને ગરમી હોય તો આ કવાથના સેવનથી દુર થાય છે. આ કવાથ જે સ્ત્રી સુવાવડ આવ્યા પછી તુરતજ વાપરે છે, તેના બાળકને વરાદ, રતવા વીગેરે દરદો થવા પામતા નથી. જે સ્ત્રીના ધાવણમાં બીગાડ હોય છે તેને સાફ કરી સ્ત્રી તથા બાળકને નીરોગી રાખવા ઇચ્છા હોય તેણે આ કવાથનું સેવન કરાવવા ચુકવું નહીં. કીમત પડીકા નંગ ૧૦)નો રૂ. ૧-૦-૦

## અજબ ચમત્કાર.

### રૂ. ૧૦૧ નું ઇનામ.

# હીસ્ટીરીઆની રામબાણ દવા

હીસ્ટીરીઆ એ સ્ત્રીઓને ભયંકર રોગ છે. તેના ચીન્હ જેવા કે આંચકી આવવી, તણાઇ જવું. સુન્ય રહેવું, દાંત સજ્જડ પડી જવા હસવું, રોવું, તરફડવું, પેટે ગોળો ચઢી આવવો, મોઢે ફીણ આવવુ, હાથ તથા પગ ખેંચાઇ જવા શરીર કામઠાની માફક વળી જવું, ગળામાં ધુડ ધુડાટ થવો હાથે તથા પગે તથા કમરમાં કળતર થવું, વીગેરે અનેક ચીન્હોવાળા હીસ્ટીરીયાના દરદીઓને અમારી, ' નસ્ય પંચામ્રત " ગોળીઓ આરામ લાવીને શરીરમાં કૌવત વધારે છે. ગમે તેટલા વરસનું જુનું દરદ હોય, ઘણા વૈદો તથા ડાકટરોની દવા કરવાથી પણ નહી મટેલ દરદોને આ દવાએ તદન નાબુદ કરીને અનેક

સર્ટીફીકેટો મેળવ્યાં છે. કોઇ સખસ એમ સાબીત કરી આપશે કે અમારી નસ્ય દવાથી હીસ્ટીરીઆ રોગ નથી મટતો તેને રૂપીઆ ૧૦૧] નું ઈનામ આપવામાં આવશે. દવાની કીમત રૂ. ૫–૦–૦ દવા વાપરવાની વીગત દવા સાથે હોય છે.

## રતવા વિનાશક રસ.

જે સ્ત્રીને કોઠે રતવા હોય અથવા ગરમી હોય તેણે ગર્ભ રહ્યા પછી ત્રીજા માસથી આઠમા માસ સુધીમાં રતવા વીનાશક રસ નામની દવા વાપરવી. જેથી સ્ત્રીઓને રતવાથી એટલે બાળક [ ગળી ] ને તથા લાલ થઇને તથા ગડગુમડ [ ચાંદા ] વીગેરે દરદોથી તથા કસુવાવડથી મરી જતાં બાળક, ઉપરની દવા વાપરવાથી બાળક નીરોગી અને લાંબા આયુષ્યવાળાં થશે. જો સ્ત્રી ગર્ભવંતી હોય તે વખત આ દવા ન આપી હોય તો બાળક જન્મ્યા પછી બાળકને ખવરાવવી તેથી પણ ફાયદો થશે.

બને ત્યાંસુધી સ્ત્રીએ આ દવા વાપરવાથી વધારે ફાયદો થશે. ડબી ૧) ની કીમત રૂ. ૧–૮–૦

## બાળ રક્ષક ગુટીકા.

ખાસ બાળકો માટે શકતીની ગોળીઓ બાળકોના તમામ રોગને હણે છે. ગોળી ૨૦૦) ની ડબીની કીમત રૂ. ૧–૪–૦

## બાળકોની વરાધ અથવા વાવળીની દવા.

નાના એક માસના બાળકથી ચાર વર્ષના બાળકોને વરાધનો રોગ થાય છે તેથી બાળકની છાતીમાં કફ ભરાઇ જાય છે તાવ આવે છે ઉધરસ તથા છાતીની અંદર કફ વધારે હોવાથી તે બાળક હાંફે છે. ઝાડા લીલાઅને ચીકણા થાય છે કોઇ કોઇ વખત પેટે આફરી ચઢી

આવે છે અને રાત્રી દીવસ તે બાળક રોયા કરે છે તેને ઉંઘ આવતી નથી.આ રોગમાં બરાબર બાળકની માવજત કરવામાં ન આવે તો બાળકનો રોગ ભયંકર રૂપમાં વધી જાય છે. તેથી ઘણા બાળકો મરણ પામે છે.

અમારા દવાખાનામાં ઘણુાજ બાળકોને અમારી વરાધ અથવા વાવળીની દવા આપીને આ રોગ જડ મુળમાંથી નાબુદ કરેલ છે.

ડબી ૧) ની કીમત રૂ. ૨—૦—૦

## ગુલાબી તપકીર.

આ તપકીરની ચપટી ભરી બન્ને નાકના નસકોરામાં સુંઘવાથી ઝામર, આદાશીશી, આંખોની લાલાશ, માથાનો દુખાવો એકદમ છીંકો આવીને દુર કરે છે. ડબી ૧ ની કીંમત રૂ. ૦—૧—૬

## વર્ણનો મલમ

કોઇપણ જાતના ગુમડાને ઝડપથી આરામ કરે છે, અમારો અનુભવી મલમ સડતી ભોંય તથા નારાં પડતાં ગુમંડાઓને લગાવવાથી તાકીદે આરામ કરે છે, બદ. ચાંદી, બાંબલાઇ, ટાકી તેમજ ખસના ફોલ્લાને તથા ભગંદર વિગેરેને આરામ કરે છે. ડબી ૧ ની કીંમત રૂ. ૦—૧૨—૦

## ખસનો મલમ

શરીરે તથા હાથે પગે મોટા મોટા ફોલ્લા થઇ ચળ પુષ્કળ આવતી હોય તથા ઝીણી ફોલ્લીઓ થઇ માંદા પડતાં હોય તેવી ખસ નાના બાળકોને તથા મોટા માણસને થઇ હોય તેને ખસનો મલમ ચોપડવાથી ચાર દીવસમાં ખસ જડ મુળમાંથી જાય છે

ડબી ૧) ની કીમત રૂા. ૧—૦—૦

## ખરજવાનો મલમ.

ખરજવું તથા કીડીયારૂં થયું હોય તેને આ મલમ લગાડવાથી આઠ દીવસમાં આરામ લાવી દે છે. કીંમત ડબી ૧ના રૂ. ૧—૦—૦

## દાદરનો અકસીર મલમ.

આ મલમથી કાળી તથા રાતી દાદર તથા સુકુ ખરજવું વિગેરે આઠ દીવસ મલમ ચોપડવાથી જડ મુળમાંથી જાય છે. આ દવાથી મટેલ દાદર તથા ખરજવું ફરી થતું નથી. ડબી ૧) ની કીંમત રૂ. ૦—૪—૦

## ઉત્તમ બરાસ.

આ બરાસ કાજળમાં મેળવીને આંખોમાં આંજવાથી આંખોને ઘણોજ ફાયદો કરે છે, તદન એકલો બરાસ આંખોમાં આંજવાથી આંખોની ગરમી દુર કરી આંખોનું તેજ વધારે છે કીંમત તોલા ૧) રૂ. ૧—૪—૦

## બચ્ચા માટે કમાવેલ હરડે.

આ હરડે ગુણમાં ઘણીજ ઉત્તમ છે તેને બહુજ ઉત્તમ રીતે કમાવીને તૈયાર કરીએ છીએ જેથી બાળકોને ઘશીને પાવાથી બાળકોના શરીરને પુષ્ટ બનાવે છે. હરડે ૧) ની કીંમત રૂ. ૧—૮—૦

## શુધ્ધ શીલાજીત

અમારા ઔષધાલયમાં શુધ્ધ શીલાજીત મળશે પેશાબના દરદો માટે તથા મુત્ર કચ્છ અને ધાતુ સંબંધી રોગોપર આ શીલાજીત અકસીર ઇલાજ છે. જુના પ્રમેહને આ શીલાજીત જડમુળમાંથી કાઢે છે.

કીંમત તો. ૧) ના રૂ. ૧-૮-૦

## ( ચ્યવન પ્રાશાવલેહ અથવા જીવન )

કૃશ શરીરવાળાને તવાયેલા શરીરવાળાને, ઉરક્ષત, ક્ષય, હૃદય રોગ, શ્વાસ, ઉધરસ, શ્વાસ; શોષ, વાતરકત. રકતપિત્ત, મગજના રોગ, ધાતુવિકારના દરદો આદી અનેક રોગને નાબુદ કરી લોહી સુધારી શક્તિ કાયમ ટકાવી રાખનાર અને અપાર વિર્યથી બાંધો દ્રઢ કરનાર ઉત્તમમાં ઉત્તમ આ દવા છે. આ દવા પૂર્વે અશ્વનિકુમાર આદી રૂષિઓએ શોધ કરી બનાવી હતી ચ્યવન રૂષિ જેવા વૃદ્ધ પુરૂષોને જુવાન જેવી મહાન શકિત આ દવા સેવન કરાવવાથી આવેલ હતી કીંમત રતલ એકના રૂા. ૨) એ.

## માત્રાઓ અથવા ભસ્મો

| | |
|---|---|
| અભ્રખ ભસ્મ સહસ્ત્ર ( ૧૦૦૦ ) પુટી | તો. ૧) રૂા. ૪૦—૦—૦ |
| અભ્રખ ભસ્મ છસો ( ૬૦૦ ) પુટી | તો. ૧) રૂા. ૨૦—૦—૦ |
| અભ્રખ ભ્રસ્મ સો ( ૧૦૦ ) પુટી | તો. ૧] રૂા. ૮—૦—૦ |
| તામ્ર ભસ્મ [ સ્યામ ] | તો. ૧] રૂા. ૫—૦—૦ |
| તામ્ર ભસ્મ [ શ્વેત ] | તો. ૧] રૂા. ૧૦—૦—૦ |
| નાગ ભસ્મ [ સીશાની ] | તો. ૧) રૂા. ૨—૦—૦ |
| કલાઇ ભસ્મ ( બંગ ભસ્મ ) કાળી | તો. ૧) રૂા. ૫—૦—૦ |
| ,, ,, ( ,, ) સફેદ | તો. ૧) રૂા. ૨—૦—૦ |
| મંડુર ભસ્મ | તો. ૧) રૂા. ૦—૮—૦ |
| મૃગશ્રંગ ભસ્મ | તો. ૧) રૂા. ૦—૮—૦ |
| સાબર શ્રંગ ભસ્મ | તો. ૧) રૂા. ૧—૦—૦ |
| રાપ્ય ભસ્મ [ રૂપાની ભસ્મ ] | તો ૧) રૂા. ૫—૦—૦ |
| લોહ ભસ્મ [ ગજવેલ [ | તો. ૧) રૂા. ૫—૦—૦ |

| | | |
|---|---|---|
| લોહ ભસ્મ ૧૦૦ પુટી | તો. ૧) | રૂા. ૧૦-૦—૦ |
| સુવર્ણ ભસ્મ | તો. ૧] | રૂા. ૪૦-૦—૦ |
| સુવર્ણ માક્ષીક ભસ્મ | તો. ૧] | રૂા. ૨—૦—૦ |
| પ્રવાલ ભસ્મ | તો. ૧] | રૂા. ૧—૦—૦ |
| પ્રવાલ પીષ્ટી | તો. ૧] | રૂા. ૨—૦—૦ |
| મૌતીક ભસ્મ | તો. ૧] | રૂા. ૨૫-૦—૦ |
| મોતીક પીષ્ટી | તો. ૧] | રૂા. ૧૫-૦—૦ |
| શંખ ભસ્મ | તો. ૧] | રૂા. ૦—૮—૦ |
| વરાટીકા ભસ્મ | તો. ૧] | રૂા. ૦—૪—૦ |

## રસો

| | | |
|---|---|---|
| સ્વાસકુઠાર રસ | તો. ૧] | રૂા. ૦—૮—૦ |
| કફ કેતુ રસ | તો. ૧) | રૂા. ૦—૮—૦ |
| કનક સુંદર રસ | તો. ૧) | રૂા. ૦—૮—૦ |
| કરપુર રસ | તો. ૧) | રૂા. ૧—૦—૦ |
| આનંદ ભૈરવ રસ | તો. ૧) | રૂા. ૦—૮—૦ |
| અગની કુમાર રસ | તો. ૧) | રૂા. ૦—૮—૦ |
| કેશરાદી ગુટીકા | તો. ૧) | રૂા. ૨—૦—૦ |
| પુરણ ચંદ્રોદય રસ | તો. ૧) | રૂા. ૬૦-૦—૦ |
| ચંદ્રોદયની ગોળીઓ | તો. ૧) | રૂા. ૧૦-૦—૦ |
| પંચામૃત પરપટી | તો. ૧) | રૂા. ૫—૦—૦ |
| સુવર્ણ વસંત માલતી | તો. ૧) | રૂા. ૧૨-૦—૦ |
| લઘુ વસંત માલતી | તો. ૧) | રૂા. ૬—૦—૦ |

## ગુટીકાઓ

| | | |
|---|---|---|
| શંખવટી ગોળીઓ | તો. ૧] | રૂા. ૦—૮—૦ |
| કસ્તુરી યાદી ગોળીઓં | તો. ૧] | રૂા. ૫—૦—૦ |
| ચંદ્રપ્રભા ગોળીઓ | તો. ૧) | રૂા. ૦—૮—૦ |
| યોગરાજ ગુગળ | તો. ૧) | રૂા. ૦—૪—૦ |

## ચુર્ણો,

| | |
|---|---|
| હીંગાષ્ટક ચુરણ | તો. ૫ ) રૂા. ૦—૮—૦ |
| નાગા અર્જુન ચુરણ | તો. ૧ ) રૂા. ૦—૮—૦ |
| જાતીફલાદી ચુરણ | તો. ૧ ) રૂા. ૦—૮—૦ |
| સુદર્શન ચુરણ | તો. ૧૦) રૂા. ૧—૪—૦ |
| શીતોપલાદી ચુરણ | તો. ૧) રૂા. ૦—૪—૦ |
| લવણ ભાસ્કર ચુરણ | તો. ૧) રૂા. ૦—૨—૦ |

આ સિવાય અમારા ઔષધાલયમાં કવાથો આસવો, અવલેહો તૈયાર મળે છે.

## ( સહસ્ત્ર પુટી અભ્રખ ભસ્મ )

કોઇ સખસ એમ સાબીત કરી આપશે કે આ અભ્રખ ભસ્મ સહસ્ત્ર પુટી નથી તેને રૂ ૧૦૧ નું ઈનામ આપવામાં આવશે. સહસ્ત્ર પુટી અભ્રખ ભસ્મનું સેવન કરવાથી નીચેના તમામ દરદો નાબુદ થાય છે,

જ્વર, ત્રીદોષ, ઉધરસ, શ્વાસ; ક્ષય, ઉરક્ષત ફેફસાનો સડો, ફેફસાંનો દુખાવો, દમ, પરૂ જેવો કફ પડવો, શુળ સંગ્રહણી પાન્ડુ કમળો, ગુલ્મ આમધાત, તથા ધાતુની ક્ષીણતા, નપુસકતા પેશાબમાં તથા ઉંઘમાં ધાતુનું જવું વગેરે અનેક રોગોનો નાશ કરી શરીર કાન્તીવાન બનાવે છે, કીંમત તોલા ૧ ) ના રૂ ૪૦—૦—૦

આ અભ્રખની ફકત ચાર પડીઓ મધમાં ચાટવાથી ગમે તેવો ચડેલ દમ તથા હાંફણ ફકત ચાર કલાકમાં નાબુદ થાય છે.

## અમારા ઔષધાલયના નીયમો.

૧ જે શખસ અમારી ઔષધશાળામાંથી દવા ખરીદવા ઇચ્છતા હશે તેને પુરતું કમીશન આપી કીફાયત ભાવ લેવામાં આવશે પણ જે દવાઓ જથાબંધ મંગાવશે તેનેજ આ નિયમ લાગુ પડશે.

અમારી દરેક દવાઓ હિંદુસ્તાનમાં વી. પી. (વેલ્યુપેબલ પારસલ) થી મોકલવામા આવે છે, જેમાં સિંહલદ્વીપ, બ્રહ્મદેશ અને એડનનો પણ સમાવેશ થાય છે.

૩ દરેક દવા તેની આખી ડબી સીવાય ઓછા પ્રમાણુમાં મોકલવામાં આવશે નહિ.

૪ નોટપેડ કયાડ તથા કવર સ્વીકારવામાં આવશે નહિ.

૫ એક રૂપીઆથી ઓછી કીમતની દવાનુ વી પી કરવામાં આવશે નહિ માટે રૂપીઆથી ઓછી કીમતની દવા મંગાવનારે દવાની કીમત તથા પોષ્ટ ચાર્જ અગાઉથી મોકલી આપવો.

૬ હિંદુસ્તાન બહારનાં ગ્રાહકોએ દવાની કીંમતનાં નાણાં મનીઓર્ડરથી કે બ્રીટીશ પોષ્ટ ઓર્ડરથી પ્રથમ મોકલી આપવાથી દવા મોકલવામાં આવશે કેમકે હિન્દુસ્તાન બહાર વી પી જઇ શકતું નથી.

૭ દવા વાપરવાની વીગત દરેક દવા સાથેજ હોય છે પોસ્ટ ખર્ચ દવા મંગાવનારને શીર છે.

૮ દરદીઓને દરદોની મફ્ત સલાહ આપવામાં આવે છે. જવાબ માટે એક આનાની ટીકીટ સાથે મોકલવી.

૯ પત્ર વ્યવહાર ખાનગી રાખવામાં આવે છે,

પત્ર વ્યવહાર નીચેના સીરનામે કરવો.


# વૈદ્ય રવીશંકર જટાશંકર દ્વિવેદી

આયુર્વેદીક ઔષધાલય

મુ. ધોળકા— (ગુજરાત)

જીલ્લે—અમદાવાદ.